# સ્નેહલિલા.

વ્રજ ભાષામાંથી ગુજરાતી ટીકા સાથે

બનાવી પ્રસિદ્ધ કરનાર

છગનલાલ ખુશાલજી

વાડાસીનોરના ચાતુરવેદી મોઢ બ્રાહ્મણ.

પ્રત ૧૦૦૦



અમદાવાદ—આર્યોદય પ્રેસ.

સને ૧૮૮૯. સંવત ૧૯૪૫.

કીમત રૂ. ૦-૧-૬

૪૧૯૩

# સ્નેહલીલા

બ્રજ ભાષામાંથી ગુજરાતી ટીકા સાથે

બનાવી પ્રસિદ્ધ કરનાર


છગનલાલ ખુશાલજી

વારાસીનોરના ચાતુરવેદી મોઢ બ્રાહ્મણ



પ્રત ૧૦૦૦





અમદાવાદ—આર્યોદય પ્રેસ.

સને ૧૮૮૯. સંવત ૧૯૪૫.

કીમત રૂ. ૦-૧-૬

# અર્પણ પત્રિકા.



શેઠજી. માણકલાલજી લાલભાઇ સાહેબ
રહેવાશી શીણોરના રાજય વડોદરા.

આપનો ઇશ્વર સબંધીમાં અતી પ્રેમ હોવાથી આ પ્રેમ લક્ષણા ભકતીનું વ્રજ ભાષાનું પુસ્તક ગુજરાતીમાં ટીકા સાથે બનાવ્યું છે. તેની સાથે આપનું અમર નામ જોડવાની મારી અભીલાખા છે. તેથી આ પુસ્તક આપને અર્પણ કરૂંછું. તે સ્વીકારશો.

લી. છગનલાલ ખુશાલજી.
રેવાશી વાડાસીનોરના.



# સ્નેહ લિલા.

## દોહરા.

**એક સમે બ્રજબાસિકી, સુરતિ કરી હરિરાય,**
**નિજ જન અપના જાનિકે, ઉદ્ધવ લિયે બુલાય. ૧**

એક સમે શ્રી કૃષ્ણ ચંદ્ર મથુરાંમાં બીરાજમાન હતા. તે વખતે ગોકુળ અને બરશાણા વગેરેના રેવાશીયો યાદ આવ્યાથી, પરમ સખા અને ભગવદીય સમજી ઉદ્ધવજીને પોતાના પાસે બોલાવ્યા.

**કૃષ્ણ બચન ઐસે કહ્યો, ઉદ્ધવ તુમ સુનિ લેહુ,**
**નંદ યશોદા આદિકે, વા બ્રજકોં સુખ દેહુ. ૨**

શ્રીકૃષ્ણ ઉદ્ધવજી પ્રત્યે કહેછે કે મારા મનમાં એમ આવેછે કે નંદજી તથા યસોદાજીને મળી વ્રજવાશીયોને જતાં સુઃખ આપું.

**બ્રજબાસી બલ્લભ સદા, મેરે જીવન પ્રાન,**
**તા તેં નિમિષ ન બિસરોં, નંદરાયકી આન. ૩**

એ વ્રજ વાશીઓ મને એટલા પ્યારા છે કે જાણે મારા પ્રાણ સમાન છે. તે કારણથી તેઓ એક પળ માત્ર પણ મને વીસરતા નથી. હું નંદજીના સોગન ખાઇને સત્ય કહુંછું.

**હમ ઉનસોં ઐસો કહ્યો, આવેંગે રિપુજીત,**
**અબ તોરે કૈસે બને, પિતા માતસોં પ્રીત. ૪**

જ્યારે હું ગોકુળથી મથુરાં આવ્યો ત્યારે તેમને મેં કહ્યું હતું કે મથુરાં જઇ કંસને જીતી થોડા દીવસમાં પાછો આવીશ. પણ અહીં આવવાથી વસુદેવજી અને દેવકીજી જે મારાં માત

પીતા છે તેનાથી હેત તોડી ત્યાં જવું એ ઘણું વીચાર ભરેલુ છે.

**ઉદ્ધવ વે બ્રજયોષિતા, ઉનકે મેરો ધ્યાન,**
**તિન્હે જાય ઉપદેશયો, પૂરન બ્રહ્મજ્ઞાન. ૫**

હે ઉદ્ધવ જે વ્રજની ગોપીયો છે તે રાત્રી દીવસ મારૂં જ સ્મર્ણ કર્યા કરે છે. તેને તમે બ્રહ્મ જ્ઞાનનો ઉપદેશ કરો કે તે નીરગુણ બ્રહ્મનુ ધ્યાન કરે.

**વાગો અપને અંગકો, કીટ મુકુટ પહિરાય,**
**શ્રુતિ કુંડળ માલા દઇ, અપનો ભેષ બનાય. ૬**

ઉદ્ધવજીને પોતાનો વાગો, મુગટ કાનનાં કુંડળને મુગ્તામાળા પેરાવીને પોતાના જેવો વેષ બનાવ્યો.

**અરૂ અપનો રથ સાજિકે, સુત સારથી દીન્હો,**
**ઉદ્ધવ ચરન પરનામ કરિ, રથ આરોહન કીન્હો. ૭**

વળી પોતાનો રથ સજ કરાવીને અને સુતનામે સારથી સહિત મંગાવી આપ્યો. એટલે ઉદ્ધવજી સાષ્ટાંગ ડંડવત ચર્ણારવીંદમાં કરી રથ ઉપર બેઠા.

**બિદ્યાવંત બિવેકવંત, શીલવંત ગુણ શુદ્ધ,**
**ચતુર ચિન્હ જાનત સબૈ, યો પ્રબિન શ્રી ઉદ્ધ. ૮**

ઉદ્ધવજી સર્વ ગુણ સંપન વીદ્યાવંત વીવેકવંત શીલવંત અને ચાતુરીના ભેદના સમજવા વાળા હતા.

**પરમ સખા શ્રી કૃષ્ણકો, સુર ગુરૂ શિષ્ય પ્રવીન,**
**તાતેં લાયક પાઠયો, બ્રજકોં આયસુ દીન્હ. ૯**

શ્રીકૃષ્ણ ચંદ્રના પર્મસખા, ને વિશ્વામિત્રના શીષ્ય તેથી ગુણનો ભંડાર જાણી શ્રીકૃષ્ણચંદ્રે વ્રજમાં જવાની આજ્ઞા કરી.

**રથહુ જોરિ ઉધ્ધવ ચલે, અતિ અનંત મન કામ,**
**દિનકર ઘર પ્રાપ્તિ ભયે, ગયે નંદકે ગામ. ૧૦**

રથ જોડાવી તેમાં બેશી અતી આનંદથી મન કામના પુ-ર્ણ કરવા સુર્ય અસ્ત થવાની વખતે નંદજીને ગામ પોચ્યા.

**ચહુંદિશિ ગોધન આવહી, વૃષભાનહુકી ગાય,**
**બચ્છા બચન લાગત ભલે, મનો નાય સુન નાય. ૧૧**

ચારે તર્ફથી ગાયોનાં જુથ આવે છે. તે સમયમાં વાછડાંનું બરાડવું ને ગાયોનું રાંભવું સાંભળી મનને અતી આનંદ ઉત્પન કરે છે.

**અપની અપની મંડળી, મિલે ગ્વાલકે વૃંદ,**
**મુરલી મધુર બજાવહી, ગાવહી ગુન ગોવિંદ. ૧૨**

ગોપ ગ્વાલ પોતાની મંડળીમાં અતી આનંદથી મધુરી મોરલી વગાડતા શ્રીકૃષ્ણચંદ્રના ગુણાર્વીંદ ગાતા થકા ગામમાં આવે છે.

**ગો દોહન મોહનત્રિયા, ટેરત લૈ લૈ નામ,**
**ગોરજ ઉડિ અંબર લગી, છબિ પાવત નંદ ગામ.૧૩**

ગોપીકાઓ ગાયો દોવાને સારૂ તેનાં નામ દેઇ દેઇને બોલાવે છે. અને ગાયોની ખરીયોવડે જે રજ ઉડેલી તે તેમના વસ્ત્રો ઉપર ઠરવાથી અતી અદભુત છબી દેખાવ આપે છે. એ પ્રકારે નંદ ગામની સુંદર શોભા થઈ રહી છે.

**તબ ઉધ્ધવ રથ હાંકિકે, ગયે નંદકી પોર.**
**નંદ યશોદા દેખિકે, સનમુખ આયે દોર. ૧૪**

પછી ઉદ્ધવજી રથ હંકાવીને નંદજીની પોળે ગયા. અને નંદ યસોદાયે વેગળેથી રથ જોઈ (મનમાં કૃષ્ણ આવ્યા એમ જાણી) અતી હર્ષ સહીત દોડતાં રથ ભણી આવે છે.

**ઉદ્ધવ રથતેં ઉતરિકે, મિલે નંદકુ ધાય,**
**નયન યુગલ જલસોં ભરે, આનંદ ઉર ન સમાય.૧૫**

ઉદ્ધવજી રથથી ઉતરી દોડતા નંદજીને ભેટે છે. અને અ-
તી આનંદ હોવાથી બંન્ને નેત્રોમાં પ્રેમનાં આંસુ ભરાઇ જાયછે.

**કર ગૃહી અહકીં ચલે, સુત સનેહકે ભાય,**
**આસન વસન બહુ વિધિ દિયે, નિજ મંદિર પધરાય. ૧૬**

નંદ યશોદાજીએ પોતાના પુત્રના પરમ સ્નેહી જાણી ઉદ્ધ-
વનો હાથ પકડી ઘરમાં લઇ ગયાં. ને આસન વસ્ત્ર વીગેરેનાં
આપી પોતાના મંદીરમાં પધરાવ્યા.

**અરૂ ચંદન બહુ પુહુપ જલ, ધૂપ દીપ ઇત્યાદિ.**
**વિધિ પૂર્વક પુજા કરી, સુખ સજયા કુસુમાદી. ૧૭**

વળી ચંદન પુષ્પ જળ ધુપ દીપ અનેક પ્રકારના પુજાના
પદાર્થો લાવી વિધિપુર્વક પુજાકરી સુખ સજ્યામાં બેસાડી સુગં-
ધીદાર પુષ્પો લાવી પાસે મુકયા.

**નંદ યશોદા પ્રેમસોં, પુછન લાગે બાત,**
**સુરસેન્યકે પુત્રકી, કહો પરમ કુશલાત. ૧૮**

પછી નંદ અને યસોદાજીએ અતી આનંદભેર મથુરાંના સ-
માચાર પુછવા માંડયા. તેમાં પ્રથમ વસુદેવજીની કુશળતા પુછી.

**જિનકે પટ બાલક હતે, બંદિ પરે કે કાજ,**
**કેતક દિન દુખિત ભયે, દુષ્ટ કંસકે રાજ. ૧૯**

પછી કહ્યું કે આ વસુદેવજીના છ બાળક દુષ્ટકંસ રાજાએ
મારી નાખ્યા. ને વળી બંદીખાનામાં કેદ કર્યાં તેથી તેઓને ઘણા
દીવસ દુઃખ ભોગવવુ પડ્યું.

**ભલી ભઇ સે યા સહિત. કૃષ્ણ કિયો હત કંસ,**
**તા દિનતેં સુખ પાવહી, માતુ પિતા યદુ વંસ. ૨૦**

પણ એક વાત સારી થઇ કે કૃષ્ણે સેન્યા સહીત કંસનો
નાસ કર્યો. (મારી નાખ્યો) તે દીવસથી કૃષ્ણના માત પીતા જે

વસુદેવજી દેવકીજી સુખ શાંતીમાં છે.

**જાકે અષ્ટાદશ ત્રિયા, રામ કૃષ્ણ સુત હોય,**
**સરભરતા વસુદેવકે, કહો કોનપેં હોય. ૨૧**

વસુદેવને અઢાર સ્ત્રીયો છે, તેમાં માત્ર બળદેવ ને કૃષ્ણ એ બે પુત્ર છે, તેથી વધારે હેત કોઈ સ્ત્રી ઉપર છે? તે કહો.

**દેવનકે મંગલ ભયે, વાસુદેવ જનમંત,**
**ઘર ઘર પ્રતિ સબ સુરનરકે, દુંદભિ બજે અનંત. ૨૨**

વાસુદેવ કહેતાં કૃષ્ણનો જન્મ થયો ત્યારે દેવતાઓને ઘેર ઘેર અતી આનંદ થઇ રહ્યો હતો, અને દુંદભીનાં વાજીંત્ર વાગ્યાં હતાં.

**પટરાની દેવક સુતા, સુકૃતા પરમ કૃપાલ,**
**તાકે ગૃહ પ્રગટિ ભયે, કૃષ્ણ કંસકે કાલ. ૨૩**

દેવક રાજાની પુત્રી જે દેવકીજી તે પટરાણી છે. તેનુ અતી ઉત્તમ સુકૃત છે કે, જે કંસના કાળ શ્રી કૃષ્ણ તેને ઘેર જન્મ લિધો.

**ઉધ્ધવ તાતેં કીજિયે, ઉનકો સુમરન ધ્યાન,**
**અબકેંધાં કબ દેખિંહાં, અનદ બધાએ કાન. ૨૪**

હે ઉધ્ધાજી તે કારણથી રાત્રી દીવસ તેમનું સ્મર્ણ અને ધ્યાન કરીયે છીયે. આનંદના સાગર હર્ષના વધારવાવાળા કહાન હવે કોઈ વખત અમે નજરેથી દેખીશું? (અહીં આવશે.?)

**સુફલક સુત આયે ઇહાં, રામ કૃષ્ણ લૈ જાન,**
**તબતેં તન ગતિ દ્વૈ ભઇ, ઇહાં દેહ વહાં પ્રાન. ૨૫**

જે દીવસે સુફલક સુત (અકુરજી) અહીં બળદેવજી ને કૃષ્ણ બંનેને લેવા સારૂ આવ્યો. અને લઇ ગયો, તે દીવસથી આ દેહની બે પ્રકારની અવસ્થા થઇ છે. તે એવી કે અહીં તો ખો-

ળીયું છે, ને ત્યાં અમારા પ્રાણ છે.

**નયન યશોદા જલ ભરે, કંઠ સ્વાસ નહિં લેત,**
**કહિ કહિ બાતેં પુત્રકી, હીયો ભરિ ભરિ દેત. ૨૬**

જસોદાજીયે કરૂણા રસથી બંન્ને નેત્રોમાં જળ ભરી રૂદન કરતાં થકાં કંઠથી સ્વાસ પણ લેવાતો નથી. અને પુત્રની અનેક મનોરંજક ચમત્કારી લિલા ઈયાદ કરી, હૈડુ ભરી ભરી આવ્યા છતાં, ઉદ્ધવ પ્રત્યે વાત કરે છે.

**નિમિષ નિમિષ મહુ ઝગરતે, વે મોસોં દ્વૈ ભ્રાત,**
**અબ કીધો કબ દેખિહોં, ચોરિ ચોરિ દધિ ખાત. ૨૭**

હે ઉદ્ધવજી ઘડી ઘડી અને પળ પળમાં રામ (બળદેવ) અને કૃષ્ણ એ બંન્ને ભાઈયો મારાથી ઝગડો કરતા. અને ઘરમાંથી ચોરી ચોરી દહીં, અને માખણ ખાતા. એવું કોઈ વખત પાછું મારા જોવામાં આવશે.?

**મોતનકી માલા ગરે, રાજહંસ ગતિ દોર,**
**યહ અંગન કબ દેખિ હોં, રામ કૃષ્ણકી જોર. ૨૮**

તેમના કંઠમાં મુલ્યવાન સુપેદ મોતીની માળાયો પેરી થકી રાજહંસની ચાલ ચાલતા થકા એ બંને ભાઇયોને મારા આંગણામાં રમતા હવે હું કયારે જોઈશ.?

**પીતાંબરકી ઓટની, અરૂ બાજત મૃદુ બૈન,**
**અબ કિધો કબ દેખિ હોં, બન બન ચારત ધેન. ૨૯**

પીતાંબરથી કમર કશી થકી અને મધુરી વેણુ વગાડતા, તથા વન વનની અંદર ગાયો ચરાવતા એવા (બળરામ અને કૃષ્ણ મને) કોઈ દીન દેખાશે.?

**વેતો ભુખે હોતહે, પ્રાત કાલકી બાન,**
**ઉહાં કહો કો રાખિહે, ધૃતસોં રોટી ખાન. ૩૦**

(હે ઉદ્ધવજી) એમને સવારનાપરમાં ભુખ લાગતીહશે અને ત્યાં ધાગે ચોપડીને રોટલી કોણ રાખી મુકતું હશે ?

**બાત કહૌ ઇક દિવસકી, તુમસોં સબૈ સુનાય,**
**હિયેમેં કરવત ચલે, ચિંતે ચિંતે બહુ જાય. ૩૧**

(હે ઉદ્ધવજી) હું એક દીવસની વાત તમને સરવે સંભળાવું છું, તે વાત જ્યારે મને સાંભરે છે, ત્યારે જાણે રદયમાં કરવતના વેહર પડતા હોય તેમ થાય છે.

**ઉધ્ધવ પય ઉફને ચલ્યો, હું દૌરિ તજી અંગ.**
**પીછે તે મેરો લલા, દધિ કો ભાજન ભંગ. ૩૨**

હે ઉદ્ધવજી એક દીવસ હું કૃષ્ણને ધવરાવતી હતી, અને ચુલા ઉપર દુધ મુકેલું હતું. તે વધારે તાપ લાગવાથી, ઉભરાઈ જતું હતું. તેથી ઉતાવળી ઊતાવળી કૃષ્ણને નીચે બેસારી હું દુધ ઊતારવા દોડી. તેથી મારા લાલાને એટલી બધી રીસ ચડી કે દહીંનાં તમામ ગોરસ ભાગી નાખ્યાં.

**મોહિ દેખિ અતિ રિસ ભઈ, થોરે દધિકે કામ,**
**ઉખલસોં આનંદ ધન, મેં બાંધે ગહિ દામ. ૩૩**

વાશણો ભાગેલાં જોઇ મને અતી કોપ ચડયો. હે ઉદ્ધવ થોડાશેક દહીંનું નુકશાન થવા ઉપર, હું ક્રોધાંધ થઈ દોરડાં વતી કૃષ્ણને બાંધી ખાંયણીથી બાંધી મુકયો હતો.

**તા દિનતેં ખટકત સદા, મેરો યહ અબિબેક,**
**એૈસી કહુકો સંભવૈ, સુત સોં અવગુન એક. ૩૪**

તે દીવસથી જ્યારે મને એ વાત યાદ આવેછે, તે વખતે મારા મનમાં એક જાણે કારીનો ઘા લાગી જતો હોય તેમ થાય છે. એવા મારા અવીવેકી અને નીરદયપણાનો અતી પશ્ચાતાપ થાય છે. અરે એવી તે કોઇ મારા જેવી નીરદય મા હશે? કે

છોકરાંના થોડા વાંક અને જરા અવગુણ ઊપર આટલો બધો જુલમ કરતી હશે.? એમ કહી રૂદન કરેછે.

**તબ ઉધ્ધવ ઐસી કહે, સુતકે સુનો સંદેશ,**
**ઉનકો નાહિંન બીસરૈં વા વૃજકો આવેશ. ૩૫**

ત્યારે ઉદ્ધવજી બોલ્યા. સાંભળો, તમારા પુત્રે જે મારી સાથે સંદેશો કહાવ્યો છે, તે તમે સાંભળો. તમારો પ્રેમ અને વ્રજવાશીનો પ્યાર જરા પણ તેમને વીસરતો નથી.

**તુમહિ પાય લાગન કહ્યૌ, જલસોં નયન ભરાય,**
**મૈય્યા મોહિન બિસરો, બડો કિયો પય પાય. ૩૬**

તમને સાષ્ટાંગ દંડવત કહ્યા છે, તે વખતે તેમના નેત્રોમાંથી પ્રેમનાં આંસુ ટપકતાં હતાં. અને રડતાં રડતાં કહેવા લાગ્યા કે માતુશ્રીએ મને પોતાનું દુધ પાઇને મોટો કર્યો છે. તેથી માતા મારા રદયમાંથી એક ક્ષણ પણ વીસરતાં નથી.

**જાદિન તેં આયે ઇહાં, છાંડ્યો ગોકુલ ગામ.**
**તાદિનતેં કોના કહે, કાન્હ કાન્હ બલિજાવ. ૩૭**

જે દીવસથી હું અહી મથુરામાં આવ્યો છું, ને ગોકુળ છોડયું છે. તે દીવસથી થોડાં થોડાં અને અધીરાં થઈ મને કાન, કાન કહીને કોઇ બોલાવનારૂ નથી.

**જબ હમ તુમતેં બીછુરે, આયે મથુરા માંઝ,**
**મૈં કબહુ નાહી પિયો, ધિયા પ્રાત અરૂ સાંઝ. ૩૮**

વળી એવું પણ કહ્યું છે કે જે દીવસથી તમારો વીયોગ થયો, અને હું મથુરામાં આવ્યો, તેદીવસથી સવારે કે સાંજે મેં દુધ પીધું નથી.

**અરૂ તુમ બાબા નંદસોં, ઐસો કહિયો જાય,**
**વે તુમનીકે રાખિયો, ધોરી ધુમરી ગાય. ૩૯**

વળી મને એમ પણ કહ્યુ છે કે નંદ બાબાને તમે કહેજો કે મારી ધોળી ધુમરી ગાયોને સંભાળીને રાખે ને તેમની બરદાસ કરે.

**મન બચ કર્મ સહેત ધરિ, કરિ હો પૂરન કામ,**
**આવેંગે દિન પાંચમે, હમ ભૈયા બલ રામ. ૪૦**

વળી એમ કહ્યું છે કે થોડુ કામ બાકી છે, તે પુરૂ કરી થોડા દીવસ પછી, હું તથા ભાઇ બળરામજી બંને જણ તમોને મળવા સારૂ આવીશું. એવો અમારા તન મનમાં સ્નેહનો આવેશ ભરાયલો છે.

**રાજપાટ સિંઘાસના, ખાન પાન સુખ દેત.**
**યા બ્રજ સુખ પાવત ભલે, બનમેં વટ સંકેત. ૪૧**

વળી એમ પણ કહ્યું છે કે મથુરામાં રાજપાટ ખાન પાન રાજ્યાસનનાં અનેક વિધીનાં સુખનાં સાધન તૈયાર છે, પણ જે બંસીબટની છાયાના એક પળના સુઃખની બરાબર લાગતું નથી.

**બાત કહુત બીતી નિશા, તમચર કીન્હે ગાન,**
**માનો ગરજન મેઘકો, ઘર ઘર દધિ મથાન. ૪૨**

એમ સ્નેહની અને પ્રિતીની વાતો કરતાં કરતાં રાત્રી વીતી ગઇ અને જાનવરોનો ચૈચાટ થવા લાગ્યો. વળી ગામમાં ઘેર ઘેર વલોણું કરવાથી ગંભીરતાનો અવાજ હોવાથી જાણે મેઘ ગર્જી રહ્યા હોય તેવો દેખાવ દરસવા લાગ્યો.

**ઉધ્ધવ ઉઠિ યમુના ગયે, કીન્હો જુમના સ્નાન,**
**સેવા સુમિરન સબ કિયો, જો અપનો ઉનમાન. ૪૩**

ઉદ્ધવજી ત્યાંથી રજા લેઈ ઉઠી જુમનાંજી તર્ફ ગયા. દેહ કૃત્ય કરી નાહી ધોઈ જે પોતાનુ નીત્ય નીયમ હતું તે કર્યું.

**કરિ કૃત આયે ઘોષમેં, ઉધ્ધવ મન આનંદ,**
**યા બ્રજ સુખ પાવત ભલે, પૂરંન પરમાનંદ. ૪૪**

ઊદ્ધવજી પોતાનું કામ આટોપી નીવૃતથઇ અતી આનંદભેર જમુનાંજીથી પાછા ગામમાં આવ્યા. આવતાં આવતાં વીચાર કરે છે કે ઓહો? આ વૃજમાં પરમાનંદ જે શ્રીકૃષ્ણ અતી સુખ પામતા હશે, એમાં સંદેહ નહીં.

**અપને અપને ધામમેં, બાહિર નિકરી ગવાર,**
**રથ દેખ્યો શ્રી કૃષ્ણકો, નંદમંહેર કે દ્વાર. ૪૫**

તે સમયમાં ગોપીકાઓ પોતપોતાના ઘરમાંથી બહાર નીકળી અને જુવેછે તો નંદજીના ઘરની પાસે શ્રીકૃષ્ણનો રથ જોવામાં આવ્યો.

**જૂથ જૂથ એકે ભઇ, કીન્હો એહિ બિચાર.**
**યહ નાહિ સુત નંદકો, હૈ કોઉ પ્રતિહાર. ૪૬**

અને ગોપીઓનાં ટોળે ટોળાં ભેગાં થઇને ત્યાં જઈ તપાસ કરેછે. તો માલમ પડ્યું કે આતો કૃષ્ણ તો નહોય, પણ કોઇ સેવક છે એમ નીશ્ચય થયો,

**ઉધ્ધવપૈં ગોપી ગઇ, કીનો વંદન પાન,**
**સીસ નાઇ આદર કિયો, સખા કૃષ્ણકો જાન. ૪૭**

પછી ઉદ્ધવજી પાસે તમામ ગોપીઓ આવી, અને નમૃતાથી આદર સતકાર કરી શ્રીકૃષ્ણના મીત્ર જાણી મુસ્તક નમાવી પગે લાગી,

**ઉધ્ધવ બ્રજ આયે ભલે, કહો કૃષ્ણ કુસલાત,**
**ઉહાં જાઇ કીની ભલી, કહો કછુ ઉત્તમ બાત. ૪૮**

ગોપીયો કહેછે ઊદ્ધવજી તમે ભલે પધાર્યા. કૃષ્ણના ક્ષેમ કુશળતાના સમાચાર કહો, ત્યાં જઇને સારૂં કર્યું? તે વીશેની ઊત્તમ પ્રકારની વારતા કહો,

**તુમ સાચેઉ તમ સખા, મન બચ કર્મ સહેત,**

**પ્રાનનકોં હરિ લે ગયે, પિંડ દાન તુમ દેત. ૪૯**

ગોપીયો કહેછે. હે ઉદ્ધવજી, તમેને તમારા સખા જે કૃષ્ણ એ અન્તેજાણ્યા સાચા બોલાને સમજ્યુ છો. તેથી તમારા મનના વીચારોનો કોઈ પાર પામતું નથી. હમારા પ્રાણ તો કૃષ્ણ ગયા ત્યારે લેતા ગયાછે. હવે પાછળથી તમે પીંડ દાન દેવા આવ્યા છો. ?

**ઉધ્ધવ હમતો બાવરી, કરે કબસો પ્રીતિ,**
**ઉહાં જાઇ છોડી સબે, નંદ ગાવકી રીતિ. ૫૦**

ઉદ્ધવજી હમે તો ગાંડા અને દીવાની બની ગઈયોછીયે. આમારે હવે શું બીજાથી ક્યારે પણ કંઇ પ્રીતી કરવાની છે. ? અને એમણે તો ત્યાં જઈને નંદ ગામની જે રીત હતી તે મુકી દીધી છે.

**વા બ્રજ કબહુક આઇ હૈ, મૈયાં કે હિત કાજ,**
**બ્રજ યુવતિનકે ના ભયે, ભયે ઉહાંકે રાજ. ૫૧**

ઉદ્ધવજી ? અમે તમને એટલું પુછીયેછીયે કે પોતાનાં માત પીતાની મુલાકાત કરવા કોઇ વખત અહીં આવશે. ? અમો [વ્રજ વીનતાના] તો નથયા. ત્યાંના રાજા થયા એટલે સર્વ ભુલી ગયા હશે.

**હમ શ્રવન છાંડિ સુનિ, મોર પીછ બન ધાન,**
**સુરભી સાંચી ચિત્રકી, તાહિ દેહ સકુચાત. ૫૨**

ઉદ્ધવજી? અમે કાને એમ પણ સાંભળ્યું છે કે મોરનાં પીછાં અને સાચી ગાયો, તથા ચીત્રની ગાયોની તસવીર જોઈ કૃષ્ણ મનમાં સંકોચ રાખેછે, ને શરમાય છે, એ વાત ખરી. ?

**તબ ઉદ્ધવ ઐસી કહી, સુનો સકલ બ્રજનાર,**
**બાત કહોં પરબ્રહ્મકી, આતમ તત્વ બિચાર. ૫૩**

ત્યારે ઉદ્ધવજી બોલ્યા કે હે બ્રજની યુવતીયો હું તમને નીરગુણ પરીબ્રહ્મ નારાયણની એક વાત કહુ છું, તે સાંભળો. જેથી તમને આત્મજ્ઞાન તથા તત્વજ્ઞાનનો વિચાર તાદ્રશ્ય દેખાશે.

**વેતુમપર કરિહૈ કૃપા, પ્રભુતા જાની પરમ,**
**તજિયે નાતો ગામકો, ભજિયે પૂરન બ્રહ્મ. ૫૪**

તેમણે તમારી પર્મ ભગ્તી જાણી તમારા ઉપર અતી કૃપા કરીને કહાવ્યુંછે કે હવે આપણો સ્પર્શા સ્પર્શનો જે સંબંધ અને જે ગામ અને આ દુનીયાદારીની સગાઇ, તે છોડી દ્યો, અને પરીબ્રહ્મ નીરંજન નીરાકાર રૂપે ભજ્જો.

**છાયા માયા રહિત હૈ. નહિ હોત ઉનમાન,**
**હરિ તુમસોં અેસો કહ્યો, ભજિયે શ્રી ભગવાન. ૫૫**

વળી કહ્યું છે કે આ દેહછે, તે તો નાશવંત પદાર્થ છે. એનો કોઇ વાતનો નીરધાર નથી. ને કઈ વખત એ પડશે, તે પણ નક્કી થતુંનથી તો એવી જુઠી માયાને શા માટે વળગી રહેવું જોઈએ, ? માટે તેનો ત્યાગ કરી પરીબ્રહ્મ નારાયણનું ભજન કરો.

**જાપદકોં યોગેશ્વર, લગે રહત અનુરાગ,**
**સાવધાન સોંકી જિયે, નામ ધરે વૈરાગ. ૫૬**

તે પરીબ્રહ્મ નારાયણ કેવા છે કે જેની પગની રજને માટે મ્હોટા મ્હોટા યોગેશ્વરો ઘણી કઠણ તપશ્ચર્યાઓ કરી રહ્યા છે, માટે સાવધાન થઇને આ જુઠી મોહ માયા છોડી દેઇ, સાવધાન થઈને યોગ વૈરાગ્ય જેને કહેછે તેનું સાધન કરો.

**નૈન મૂંદિ મુખ મૌન ગહિ, ત્રિગુન રહિત નિજ ધામ,**
**સબૈ તુમહિ મૈ દેખિ હૌં, આપહિ આતમ રામ. ૫૭**

અને તે યોગ કેવી રીતે સાધવો, તે હું તમને કહું છું, તે

સાંભળો. આંખો મીચી મુનિવ્રત (મોડેથી કઇ પણ બોલવું નહીં) વળી પોતાના ઘરનો તથા રાજસ તામસ અને અહંકારનો ત્યાગ કરી યોગ સાધવો. એમ કરવાથી તમો તમારા ઘટમાં તાદ્રશ્ય બ્રહ્મ દેખવાને સામર્થ થશો.

**મધુકર અંતર કઠિનહે, કઠિન બાત કહિ જાત,**
**ભૂખ મરે દિન સાતલોં, સિંઘ ઘાંસ નહિં ખાત. ૫૮**

આ વાર્તા સાંભળી ગોપીઓને ઘણુંજ માઠુલાગ્યું. પછી ઉદ્ધવજીનુ શ્યામ સ્વરૂપ હોવાથી ભમરાનો અળંકાર આપી રીસથી કહે છે. હે મધુકર માણસને ઘણી તરેહનો વીચાર કરવાનો છે. સીંધ સાત દીવસ લાંઘા કરે, પણ ઘાસ ખાય નહીં. તેમજ અમને શ્રીકૃષ્ણચંદ્ર વગર અનેક પ્રકારનાં દુઃખ સહન કરવાં પડે છે, તે વેઠીશુ પણ તેને તજી અન્યદેવની, ઉપાસના કોઇ દીવસ કરનાર નથી.

**યદપિ યોગ પ્રસિદ્ધ હે, તે તુમહિ લે જાઊ,**
**બહુરયો નાહિન પાઇહો, એસો ઉત્તમ દાઊ. ૫૯**

યોગની વાત જે તમે કહી, તે આખી પૃથ્વીમાં પ્રખ્યાત છે. ને તે સર્વેના જાણવામાંછે. તો અહીંથી તમો મથુરાં જાઓ ત્યારે સઘળો યોગ લેતા જજો. ફરી ફરી આવો દાવ આવનાર નથી. મતલબ કે અહી કોઈ યોગનું ઘરાક નથી તે માર્યો માર્યો ફરે છે. તેથી તમને લેઇ જવાને શુલભ પડશે.

**ઉધ્વ તાતેં દેખિહો, તત્વ રૂપ તન માંહ,**
**સોહમસો સિખવત કહા, તુમહી સાધત નાહ. ૬૦**

અને એમ થવાથી હે ઉદ્ધવજી તમે પોતાના શરીરમાં તત્વ રૂપ રાત્રી દીવસ જોયા કરશો. તમે તો યોગ સાધતા નથી ને અમને શું શોખામણ દેવા આવ્યા છો. ?

**યહતો ઉનકોં ચાહિયે, જિનકે અંતર રાય.**
**દાદરતો જલ બિન જિયે, મીન તુરત મર જાય. ૬૧**

એવી વાતો તો કોને કરીએ, જેનાં અંતઃકર્ણ શુદ્ધ નથી. ને જ્યાં અંતરપટ રહેલો છે ત્યાં. કેની પેઠે કે દેડકાને તો જળ વગર ચાલે પણ ખરૂં. ને તે જીવે પણ ખરો. ને માછલું તો જળ જવાથી તુરત પ્રાણ તજે છે.

**હે દ્વો એકે ઠોરકે, દાદુર મીન સમાન,**
**વેજલ બિન મારૂત ભખે, વે બિછુરત તજ પ્રાન. ૬૨**

એ દેડકો અને માછલું એ બંને પ્રાણી એકજ સ્થળનાં ને એકજ જગોએ ઉત્પન થએલાં છે. પરંતુ તેની ચાલ ચલણમાં તથા સમજમાં ઘણોજ તફાવત છે. જુવો દેડકો તો પાણી સુકાઇ જવાથી પવનનું ભક્ષણ કરીને પોતાનું ગુજરાન કરે છે. ને માછલું તો જળ સુકાયે તુરત મરે છે.

**ઉધ્ધવ એતનો અંતરો, બ્રજ મથુરાં કે લોગ,**
**વિમુખ કરે વા રૂપકો, જોરિ દહુસા જોગ. ૬૩**

માટે હે ઉદ્ધવજી બ્રજના લોક અને મથુરાંના લોકમાં એટલો આંતરોછે. વૃજવાશી તો જે સગુણ સ્યામ સુંદરને ભજેછે તે તેનેજ ભજશે. ને મથુરાંના લોક તો કૃષ્ણને તજી અન્ય ઉપાસના પણ કરી સંતોષ માને છે.

**પઠયે આયે કવનકે, કવન મિત્રકો જાની,**
**ઇહાં તુમારી કવનસોં, કહો કવન પહિચાની. ૬૪**

હે ઉદ્ધવજી તમેં કોના મોકલ્યા થકા અહીં આવ્યા છો.? આ ગામમાં તમારી ઓળખાણ પીછાણ કોની સાથે છે.? અને કયા ગોત્રને મળવા આવ્યા છો?

**બચન બચન બાઢી વિથા, નહિ જાનતપર હેત,**

**મધુકર દાધે અંગપર, કહાં લોન ઘસિ દેત. ૬૫**

હે ઉદ્ધવજી આ યોગનાં વચન સાંભળી અમોને અતી પીડ્યા થાય છે. તમો પારકા હીતની વાત જાણુતા નથી. અને હે મધુકર દાઝેલા અંગની ઉપર લુણ લગાવો છો. તેથી અમોને ઘણીજ વેદના થાય છે.

**તનકારે મનસાવરે, કપટી પરમ પુનીત,**
**મધુકર લુબ્ધી વાસકે, નિમિષ એકકે મીત. ૬૬**

મધુકર એટલે ભમરો તેને ઉક્તી કરી કહે છે, કે હે ભમરા. તારૂં શરીર કાળુ, તારૂં મન કાળુ, અને તું અપાર કપટી દીસેછે. તું તો ફુલોની સુગંધીનો લોભી, માટે જ્યાં સુધી જે પુષ્પની તારે વાસના લેવી છે, ત્યાંજ સુધીનો તું મીત્ર છે. પછી તને બીલકુલ ફીકર રહેતી નથી.

**તુમતો સ્વારથકે સગે, નહીં બેલસેં ભાવ,**
**ભાવે યહુ મહિવર બઢો, ભાવે બરિ ઝરિ જાવ. ૬૭**

હે મધુકર (ભમરા) તું તો સ્વારથનો સગો છે. અને તારો વેલ ઉપર બીલકુલ ભાવ દેખાતો નથી. ચાહ્ય એ વેલ ફાલી ફુલીને ઘટા યુક્ત થાય, તો તેનો તને હર્ષ નથી. ને કદી બળી ઝળી રાખ થઇ જાય, તો તેની તને બીલકુલ ફીકર જણાતી નથી.

**તુમ તો ચરના જિન છુઓ, એસિ ગતિકે બીર,**
**મધુકર રસ અતિ લાલચિ, નહિં જાનત પર પીર. ૬૮**

હે ભમરા તું તો વેલનો પગથી પણ પર્શ કરતો નથી. એવી તારી ચાલાકી જણાય છે. કે દુર રહી માત્ર સુવાસ લેઈ પોતાનો સ્વાર્થ સાધી લે છે. પણ તને પારકી પીડ એટલે એ વેલનો વીયોગ થયા પછી તેની શી અવસ્થા થાય છે? તેની બીલકુલ ફીકર જણાતી નથી.

**રહત નિકટ નિત શ્યામ કે, તાતેં નિપટ ન પીર.**
**બિછરોગે હરિ સંગતેં, તબ જાનીગેં બીર. ૬૯**

ઊદ્ધવજી પ્રત્યે ગોપીકા કહે છે, કે હે વીર તમે તો રાત દીવસ શ્રીકૃષ્ણની પાસે રહો છો. એટલે ચીંતા ફીકર કેવી થાય છે, તેનો તમને બીલકુલ અનુભવ નથી. તો પછી તેની પીડયા તમને શાની હોય.? જ્યારે કૃષ્ણથી જુદા પડો ત્યારે સરવે ખબર પડે, કે વીયોગનું દુઃખ આવું થાય છે.

**ઉદ્ધવ હરિ બિછુરન વ્યથા, તુમપેં બીતી નાહિ.**
**બિછુરોગે જબ શ્યામ તેં, તબ જાનો મન માંહિ. ૭૦**

હે ઉદ્ધવજી કૃષ્ણના વીયોગરૂપી સંકટ તમને આજ સુધી દેખાયું નથી પણ જ્યારે તમો જુદા પડશો ત્યારે મનમાં પુરો અનુભવ થશે.

**હમ તુમતેં કૈસે કહેં, મધુકર સુનો સંદેહ.**
**ના હરિ જાતિન પાંતિકે, કહા કરો ઉપદેશ. ૭૧**

હે ઉદ્ધવજી અમે તમને કહેવાને યોગ્ય નથી, તોપણ એક અમારો સંદેસો સાંભળો કૃષ્ણની જાત ભાતનું કંઇ ઠેકાણું નથી એટલે તમેને અમે તેમને શો ઉપદેશ કરીએ. કોઈનું માને એમ જણાતું નથી.

**કિત બિધના શિરજી હમેં, કિત દિયે બ્રજકો બાસ.**
**કિત મિલાપ શ્રીકૃષ્ણસોં, કિત બિછુરનકી આસ. ૭૨**

ગોપીઓ ઇશ્વરને માથે દોષ મુકી ઉકતીથી ઉદ્ધવજીને સંભળાવે છે. હે ઈશ્વર અમને તેં મનુષ્યા દેહ શું કરવા આપી.? કદી મનુષ્યા દેહ આપી તો ઠીક, પણ આ વ્રજમાં હમારો વાસ શું કરવા કર્યો ? કદી વાસ કર્યો તો પણ ઠીક છે. પણ કૃષ્ણ સાથે હમારો મેળાપ શું કરવા કર્યો ? કદી મેળાપ થયો તો ઠીક

છે, પણ અમારો વીયોગ શા માટે કર્યો? માટે હે વીધાતા તેં ઘણુંજ ખોટું કર્યું છે.

**નયન હમારે મધુકરા, આનન કૃષ્ણ સરોજ.**
**બ્રજ છાંડે તા દિવસતેં, બૈરી ભયો મનોજ. ૭૩**

હે ઉદ્ધવજી શ્રી કૃષ્ણનુ મુખરૂપી જે કમળ તેના લોભી ભમરા જેવાં અમારાં નેત્ર, તેજ મુખ કમળ જોઇ આનંદ માનતાં હતાં. જ્યારથી વ્રજ છોડી મથુરાં ગયા ત્યારથી હવે બીજાં કમળો દુઃખદાયક થઈ પડયાં છે. કારણ કે જ્યારે એ કમળોને જોઈયે છીયે, ત્યારે શ્રીકૃષ્ણ મુખકમલ યાદ આવે છે.

**મન મોહનકે નામ હૈ. મોહન નયન બિશાલ.**
**મોહન પઢિ કછુ મોહની, લે મોહી બ્રજ બાલ. ૭૪**

હે ઉદ્ધવજી એમનુ નામ મોહન છે. વળી એમની આંખમાં પણ મોહની છે. તેમ એમણે કંઈ મોહની મંત્ર શીખેલો છે. તે કારણથી વ્રજની બાળાઓ તે ઉપર મોહીત થઇ છે.

**સબ અંગ મોહન રૂપ હૈ. મોહન બૈનુ રસાલ.**
**મોહની મૂરતિ માધુરી, મોહન બચન મરાલ. ૭૫**

એમના શરીરના તમામ અવયવો મોહની રૂપ છે. વળી વાંસળી વગાડે છે તેના સ્વરમાં કંઇ મોહની હોય એમ લાગે છે. સાક્ષાત મોહની રૂપ એમની મધુર મુરતી દીસે છે. ને શ્રી મુખથી જે બોલે છે, તેનાં વચન પણ મોહની રૂપ છે.

**બચન બચન મોહી ત્રીયા, હમ તુમ કેતિક બાત.**
**સુરન સહિત સુર યોષિતા, થકિત ધામ નહિં જાત. ૭૬**

તેજ કારણથી એમના વચને વ્રજ સ્ત્રીયો મોહિત થઇ છે. અમે તથા તમે મોહીત થાઓ એમાં તો શું આશ્ચર્ય છે. પણ દેવતાઓ અને તેમની સ્ત્રીયોને એટલો મોહ ઉત્પન થયો છે, કે તે

ચકીત થઇ વ્રજ છોડી સ્વર્ગમાં જતાં નથી.

**એક સમે નિશિ શરદકી, મોહન બેનુ બજાઇ.**
**બૈન સૈન દે સાંવરૈ, લીન્હી સબે બુલાઇ. ૭૭**

હે ઉદ્ધવજી એક દીવસ સર્દપુનમની રાત્રી વીશે. શ્રીકૃષ્ણ ચંદ્રે વાંસળી વગાડી. તેમાં એવું સુંદર ગાયન તથા દરેક ગોપીયોનાં નામ દઇ દઇને સર્વે સખીયોને વનમાં પોતાની પાસે બોલાવી લીધી.

**અરસ પરસ હમસોં મિલે કુંજન કિયો વિહાર.**
**સો સુખ નાહીં બીસરૈં; સુમિરત વારંવાર. ૭૮**

તે રાત્રીને સમે અર્સ સ્પર્શ અમોને મળ્યા. અને અનેક તરેહના કુંજની અંદર કેલી અને વીહાર કર્યા. તે સુખ અમને બીલકુલ વીસરતું નથી. રાત્રી દીવસ વારંવાર યાદ આવ્યા કરે છે.

**એક સમે જલકે વિખે, કરત કેલિ અરૂ સ્નાન,**
**ચીર ચોર તરૂપૈં ચઢે, વે યશુદાકે કાન. ૭૯**

એક દીવસ અમે કેટલીક સખીયો જમનાંજીમાં ન્હાવા સારૂ ગઇ હતી. પછી વસ્ત્રો ત્રડપર મુકીને અમો અનેક પ્રકારના ખેલ કરી સ્નાન કરતાં હતાં. તે વખતે યશોદાજીના કહાન અમારાં તમામ વસ્ત્રો ચોરી લેઇ ગયા. અને કદમના વૃક્ષ ઊપર જઈ બેઠા. તે અમોને ઘણા પરીશ્રમથી વસ્ત્રો આપ્યાં.

**બહુર્યો નાહિન બીસરૈ, ભુજ બલકી અનુહારિ,**
**રાખિ લિયે બ્રજ કુલ સબૈં, નખપર ગિરવર ધારિ. ૮૦**

એ કૃષ્ણના ભુજબળની બલીહારી છે, કે પોતાના એક નખ ઊપર ગીરીવર ધારણ કર્યો. અને ઈંદ્રના કોપથી અમો વ્રજવાશીનું રક્ષણ કર્યું. એવાં એવાં અનેક પ્રાક્રમ તેમણે કર્યાં છે.

તે અમે નજરે જોયાં છે. તે હમને કેમ વીસરે.?

**એક સમે બ્રજકે બિખે, કુંજ કુંજ બ્રજ ધામ,**
**હરિ હમસોં ક્રીડા કરી, પલ પલ પૂરન કામ. ૮૧**

એક દીવસની વાત છે કે એક વખત કુંજ કુંજની ગલીયોગાં કૃષ્ણ અમારાથી અનેક વીધીની ક્રીડા કેલી કરી, અમારા મનના મનોરથ પળપળમાં પૂર્ણ કરેલા છે.

**એક દિવસ ઇક ગોપિકા. ગઇ અહુકે દ્વાર.**
**દધિ ચોરત રોકે હરી, ચાલે આપટ માર. ૮૨**

એક દીવસ એક ગોપીકા કંઇ કામસર કોઇ પાડોશીને ઘેર ગઇ હતી. તેવામાં લાગ જોઇ હરી તેના ઘરમાં દહીની ચોરી કરવા પેઠા હતા. તેવામાં ગોપી પાછી પોતાના ઘરમાં આવી જુવે છે તો કૃષ્ણને દીઠા. હરીયે તેના ગાલ ઉપર એક લાપોટ મારી હસતા હસતા ચાલ્યા ગયા. ગોપીકા વીસ્મે થઇને કાંઇપણ બોલ્યા ચાલ્યા વગર મોહથી ચકીત થઇ દીગમુઢની પેઠે ઉભી રહી.

**એક દિવસ હરિ હમ મિલૈ, ગયે સાંકરી પોર,**
**મટુકી પટુકી ભૂમિપર, હસે હારકોં તોર. ૮૩**

એક દીવસ તો સાંકડી પોળમાં મારો ને કૃષ્ણનો મેળાપ થયો. ત્યાં મારી દહીની મટુકી પૃથ્વી ઉપર પછાડી ભાગી નાંખી. ને મારી કોટનો હાર તોડી હસતા હસતા ચાલ્યા ગયા.

**ઐસી દિન દિનકી કથા, બરનત નાહીં ઓર,**
**હમરિવે જાનત સબે, મોહન ચિત્તકે ચોર. ૮૪**

એવી દીન દીન પ્રત્યેની અનેક લીલાનું અમે કેટલુક વર્ણન કરીયે. જે અપાર સીંધુ ચરીત્રનો ભેદ માત્ર અમેજ જાણીયે છીયે. અને એ મોહન ચીતનો ચોર હમારા મનનો સઘળો ભાવાર્થ સમજે છે. એ અપાર લીલાની બીજાને ખબર પડતી નથી.

**લિલા ગોકુલ ગાઉકી, હમ જાનત મન માંહ,**
**ઉદ્ધવ તુમ શ્રવને સુની, નયન દેખિયે નાંહ. ૮૫**

ગોકુળ ગામની જે અલૌકીક લીલા તે અમેંજ જાણીયે છીયે. ઉદ્ધવજી ? તમેં તો કાને સાંભળી હશે. પણ જોવાગાં ને દેખવાગાં ઘણો તફાવત પડે છે.

**જો તુમ લાયે યોગકોં, યદુ પતિકે પરધાન,**
**હરિ રસકી સિંચી સબૈ, નહિ ભાવત રસ આન.૮૬**

હે યદુપતીના પ્રધાન ઉદ્ધવજી, તમેં તો જોગ લેઇને આવ્યા. અને અગનેઉપદેશ દેઇને જોગ સધાવો છો. પણ અગારાં તન રૂપી વેલી કૃષ્ણ રસથી સીંચાઇને પ્રફુલીત થઇયો છીયે. માટે હવે બીજો રસ અગને ભાવતો નથી.

**પતિવ્રતા કાહુ રંકકી, સાખિ ભરત સબ ગાઉ,**
**જદપિ ભજે કો ભૂપકો, તો વ્યભિચારી નાઉ. ૮૭**

કોઈ ગરીબ પતીની સ્ત્રી પોતાનાજ પતીની આસ્તા સદીત સેવા કરે છે. તો તેને પતીવ્રતા આખી દુનીયાં કહે છે. કોઇ સ્ત્રી પોતાના પતી ઉપર અભાવ રાખી કોઈ રાજાની સાથે પ્રીતી કરવા ધારે, તો તેને વીભીચારણી સહુ કહેશે. તેગજ સાકાર રૂપ શ્રીકૃષ્ણચંદ્રને તજી નીરાકાર બ્રહ્મને ભજી વ્યભીચારણીનો અપવાદ લેવાને અગારી બીલકુલ ખુશી નથી.

**સીપ રહત સાગર વિષે, મન મેલાપ નહિ લેત,**
**મધુકર યહ ઉત્તમ તો, સ્વાત બુંદસોં હેત. ૮૮**

જુઓ કે શીપ સમૂદ્રગાં રહેછે. પણ પોતાના ગનથી તેના પાણીનો બીલકુલ અંગીકાર કરતી નથી. અને જયારે સ્વાતી બુંદનો વર્ષાદ આવેછે ત્યારે જળની ઉપર આવી તે બુંદને ગ્રહણ કરે છે. એ શીપનો કેવો ઉત્તગ વિચાર છે? તેગજ આ સંસારરૂપી સમૂ-

દ્રગાં ગોપીકારૂપી જે શીપ છે, તે અન્ય ઉપાસનાથી બીલકુલ શાંત નથી. એક શ્રીકૃષ્ણચંદ્ર રૂપી સ્વાતી બીંદુનીજ લોભાયમાન છે.

**માન સરોવર તેં ઉડે, આન ભૂમિ ચલિ જાહિ,**
**વિધિ વાહન સુક્ષુ ઘિરતી, તો ઉચ્છિષ્ટ નહિ ખાહિ.૮૯**

માન સરોવરના જે હંસ મોતીનો ચારો કરવાવાળા તે માન સરોવરનો વીયોગ હોવાથી કોઈ અન્ય સરોવરમાં જાય, અને ભુખથી અતી પીડયા પામે તોપણ તે શંખલા કે છીપોલીયો ખાનાર નથી. તેમજ શ્રીકૃષ્ણચંદ્ર વગર અમે અન્ય દેવની ઉપાસના કરનાર નથી.

**જલનાહિન થોરો કછુ, સાગર નદિ નિવાસ,**
**સ્વાતિ બુંદ ચાતક પિયે, ઓ સબ ઝુઠ સમાન. ૯૦**

આ પૃથ્વીમાં કંઇ પાણીની ખોટ નથી. સમૂદ્ર નદીયો તળાવ એ જળથી ભરપુર છે. છતાં ચાતક પક્ષી તો એ પાણીને જુઠુ પાણી સમજે છે. અને સ્વાતીબુંદ પીયે છે. તે થોડુ મળે છે તોપણ પોતાના મનમાં સંતોષ પામી પોતાની તૃષા સમાવે છે. તેમજ શ્રીકૃષ્ણચંદ્રરૂપી સ્વાતી જળ તે અમો વ્રજવાશી ચાતકરૂપ તેનીજ ચાહના રાખીયે છીયે. અને સમૂદ્ર નદી તળાવ જળરૂપી જે અન્ય દેવ તેની અમને જરાપણ ચાહના નથી.

**એદો નયન બિરાટકે, નિગમ કહત હૈ નીત,**
**ઉડિ ચકોર અંતર કિયો, દિનકર અરિ શશિમીત. ૯૧**

વૈરાટ સ્વરૂપનાં બે નેત્ર છે. તેને ચંદ્ર અને સૂર્ય એવું વેદ કહેછે. પણ ચકોર પક્ષીને તો ચંદ્ર અતી પ્યારો લાગેછે. ને સૂર્યનો અનાદર કરે છે. તેમજ ચકોરરૂપી અમે વ્રીજવાશીયો કૃષ્ણ રૂપી ચંદ્રનાંજ લોભી છીયે. કદાપી કોઇ કહેશે કે જેમ સૂર્ય અને ચંદ્ર એકજ વૈરાટનાં નેત્ર છે. તેમજ કૃષ્ણ અને બ્રહ્મ જો કોઈ એકજ કહે તો શું થયું? અમે તો કૃષ્ણ ચંદ્રનાં લોભી ચકોર છીયે.

**વેલિ હોત વરખા સમૈ, કરત વૃક્ષ સો પ્રીતિ**
**પ્રાન ગયે છોડે નહીં, અપની ઉત્તમ રીતિ. ૯૨**

ચાંમાસાની અંદર વેલ ઉત્પન થાય છે. અને તે વૃક્ષની સાથે પ્રીતી સહીત મીત્રાઇ કરેછે. પછી વૃક્ષના મનમાં પ્રીતીનો આવેશ હોય કે નહીં. તે વાત વેલ પોતાના મનમાં કાંઇપણ ન લાવતાં પ્રાણ જતા સુધી તે વૃક્ષને છોડતી નથી. એ એનામાં ઉત્તમ પ્રકારનો એક સદગુણ રહેલો છે. તેમજ કૃષ્ણ રૂપી વૃક્ષને વ્રજવાશી રૂપી વેલ લપટાઈ છે, તે એમના મનમાં અમારો અનાદર હશે, પરંતુ અમે તો જીવ જતાં સુધી છોડનાર નથી.

**હમતો નર દેહી ધરી. ઇતની જાનત નાહિ,**
**રસ તજિ ભજિયે યોગકો, ભંગ હોત વ્રત માંહિ.૯૩**

હમે તો મનુષ્યા દેહમાં આવી કંઇ વધારે જાણતાં નથી, પણ એટલી ખબર છે કે સુંદર શ્રંગાર રસનો ત્યાગ કરી હવે યોગ સાધીએ તો અમારૂં પતીવ્રત ભંગ થાય.

**કરિતે આયે સો કરત, ઊંચ નીચસોં સંગ,**
**હમ કબહૂ નાહિન કિયે, ઇષ્ટભાવ વ્રત ભંગ. ૯૪**

હે ઉદ્ધવજી વ્યભીચારી સ્ત્રીની પેઠે એકની માયા છોડીને બીજા સંગે પ્રીતી કરે છે. તેવું કામતો જે કરતું આવ્યુ તેજ કરે. (એ કામ તો કૃષ્ણનું છે.) અને અમારૂં તો દ્રઢ વૃત એવું કે જે મીત્ર કર્યા તે સત્ય છે. પછી બીજો ચાહ્ય તેવો હોય પણ તે તર્ફ ચીત્તવૃતી જવાનીજ નહીં. તેમજ શ્રીકૃષ્ણચંદ્રની સાથે અમારી જે પ્રીતી જોડાયલી છે, તે કદી છુટી પડનાર નથી. પછી તમારો બ્રહ્મ ગમે તેટલો મોટો હોય, તો પણ તે તર્ફ અમારા મનની ચાહના કદી પણ થવાની નથી.

**યદ્યપિ કુબજા તુરત હૈ. તો હ કંસકિ દાસિ,**

**ભવન ગવન કીનો હરિ, તમકોં સેવક પાસિ. ૯૫**

અમે એક નવીન ખબર સાંભળી છે કે, કૃષ્ણ કુબજાને ઘેર ગયા. અને તેને પટરાણી કરી. તે તમ જેવા મીત્રોની સલાહથી થયું હશે. ગમે તેટલી તેને રાણી પ્રમાણે ગણો, પણ આખરતો કંસની દાસી છે. તમારા વગર એવી ઉત્તમ સલાહ કોણ આપે.?

**આપ લછન તેં ના ડરો, બડે ભૂપકે પૂત,**
**કીધૈ સાંચે સાંવરે, કી તુમ સાંચે દૂત. ૯૬**

તમે તો મ્હોટા રાજાના પૂત્ર એટલે પોતાના અપલક્ષણનો જરા પણ ડર રાખતા નથી. અને એ સમંધી તમને કહી પણ કોણ શકે? સાચા બોલા ને સત્યવાદી તો કાંતો કૃષ્ણ કે કાંતો તમે. પછી તમારા કહેવાનો કેમ ઈતબાર ન આવે.? જે કહો તે ખરૂં.

**એહિ કઠિન લાગત હમેં, સુનો શ્યામકે હેત,**
**ઉહાં જાય કુબજા રચી, હમૈં યોગ શિખ દેત. ૯૭**

અમને માઠું લાગવાનું તથા રીસ ચડવાનું એક પકું કારણ એછે કે ત્યાં જઇને (મથુરાં જઈને) એમણે તો કુબજાને પટરાણી કરી. અને નાના પ્રકારના સુખ વૈભોગ ભોગવેછે. ને અમારે માટે યોગ સાધવાની શીખામણ દે છે. કહો એ કેવો ન્યાય કહેવાય.?

**જો કછુ લિખ્યો લિલાટ મે, બિછુરન મિલન સંયોગ,**
**દોષ કવનકો દીજિયે, જાનત હૈ સબ લોગ. ૯૮**

આ દુનીયાંની અંદર સર્વને એટલી તો ખબર છે કે જે વિયોગ સંયોગ મેળાપ વગેરે જે લલાટમાં વિધિયે આંક લખેલા છે, તે પ્રમાણે બન્યાં જાય છે. માટે એ વીશે અમેં કોને દોષ દઈયે.?

**દેહ ધરી જા કારને, લગિ હો તાકી કામ,**
**મન ઘટ યહ રસસોં ભર્યો, નહીં યોગકો ઠામ. ૯૯**

જેને માટે આ દેહ ધારણ કરેલીછે. તેનાજ કામમાં આવશે.

(કૃષ્ણ ચંદ્રને માટેજ આ દેહ ઉત્પન્ન થયેલોછે, તે એ શીવાય અ-ન્ય ભક્તી થવાનીજ નથી) કેમકે આતનરૂપી ઘડામાં કૃષ્ણરસ ભરેલો છે. તેમાં યોગ અને બ્રહ્મને રહેવાને જરાપણ જગો નથી.

**મોર મુગટ કચ્છ કાછની, કુંડલ તિલક સુભાલ,**
**પીતાંબર ક્ષુદ્રઘંટિકા, ઉર વૈજયંતી માલ. ૧૦૦**

અમારા મનમાં રાત્રી દીવસ કેવી મનહર મૂરતીનુ ધ્યાન રહેછે, તે સાંભળો. માથા ઉપર મોરના પીંછાનો મુગટ પીતાંબરનો કચ્છ વાળ્યો થકો, કાનમાં મકરાકૃત કુંડળ ઝળકતાં થકાં, અને ભાળ ઉપર ઉર્દ્ધ પુંડ્ (તીલક જેને શોભેછે) પીતાંબરથી કેડ બાંધેલી, વળી કેડે ધુઘરીવાળો કંદોરો, અને છાતી ઉપર જેને વૈજયંતી માળા બિરાજ-માન છે. તેવી મોહની મૂરતીનુ ધ્યાન આટપોર હમારા મનમાં છે.

**કર લકુટી મુરલી ગહે, ધુઘર વારે કેશ,**
**વે હમરે નેન ન બસે, શ્યામ મનોહર વેશ. ૧૦૧**

વળી જેના એક હાથમાં રંગીતલાલ લાકડી છે. ને બીજા હાથમાં વાંસળી ઝાલેલી છે. જેના ધુઘરવાળા કેશ વળેલા છે. શ્યામ સુંદર જેનુ સ્વરૂપ છે. એવી મનહર મૂરતી અમારી આં-ખોમાં સમાઇ રહેલી છે. તે કારણથી હે ઉદ્ધવજી તમારો ઉપદેશ અમને બીલકુલ પસંદ આવતો નથી.

**તબ ઉધ્ધવ એૈસો કહ્યો, ધન્ય ધન્ય વ્રજ નારિ.**
**પ્રેમ ભક્તિ રસબસ કિયે, સ્યામ ભુજા ઉર ધારિ.૧૦૨**

ત્યારે ઉધ્ધવ ગોપીયો પ્રત્યે કહેવા લાગ્યા. કે હે ગોપીકા તમને ધન્ય ધન્ય છે. પ્રેમ લક્ષણા ભક્તીથી તમે શ્રીકૃષ્ણને ર-સબસ કરેલા છે. અને હમેશાં તેમનો હાથ તમારા ઉપર છે. તેથી તમારો ભક્તીભાવ સર્વોત્તમ છે. તમને હજારવાર ધન્ય છે.

**યહ લિલા તુમ કારને, ગોપ વેષ અવતાર,**

**નિરગુન તેં સહગુન ભયે, તુમ તેં કરન વિહાર. ૧૦૩**

આ તમારી પ્રેમ લક્ષણા ભક્તીમાં લીન થઇ પરીબ્રહ્મ નારાયણે ગોપ વેષ ધારણ કરી નીર્ગુણના સગુણ થયાછે. તે ફક્ત તમારી મન કામના પૂર્ણ કરવાને સારૂંજ, તમને ધન્યછે. તમારા જીવતરને ધન્યછે.

**નિગમ જાહિકોં ગાવત, અગમન પાવે અંત.**
**સો તુમારે જુઠન ગહે, શ્રીપતિ શ્રીભગવંત. ૧૦૪**

હે વ્રજવાશીયો. જેના વેદ પણ ભેદ પામ્યા નથી. અને નેતી નેતી કરી ને ઉચ્ચાર કરે છે. તેવા જે પરીબ્રહ્મ નારાયણ તમારી પ્રેમ લક્ષણા ભક્તીમાં મગ્ન થઇ તમારૂં ઉચીષ્ટ આરોગવાને જરા પણ આચકો ખાતા નથી.

**યોગેશ્વર પાવૈ નહીં, સિદ્ધ સમાધિ લગાઇ,**
**સો તુમારે રસબસ ભયે, બન બન ચારત ગાઇ. ૧૦૫**

હે વ્રજવાશીયો યોગેશ્વર પોતાનો યોગસાધી હજારો વર્ષ તપસ્યા કરે છે. અને સિદ્ધ લોકો ઘણી લાંબી મુદત સુધી સમાધી લગાવે છે. તો પણ તેમને મળતા કે દરશન દેતા નથી. કે સ્વપનામાં પણ દેખાતા નથી. તે તમારા પ્રેમમાં અતી મગ્ન થઇ ગયા છે. અને વનમાં તમારી સાથે ગાયો ચરાવે છે.

**કહત સુનત ઐસી કથા, ઉહાં રહે ખટ માસ,**
**તબ ઉધ્ધવ આજ્ઞા લઇ, હરી ચરનનકી આશ. ૧૦૬**

એવી એવી હરી ચરચાની વારતા કરતાં ઉદ્ધવ ગોપીકાને છ માસ થઇ ગયા. તે જાણ્યા નહીં. તો પણ એ અપાર સીંધુનો થાગ આવ્યો નહીં. પછી ઉદ્ધવજીયે હાથ જોડી વીનતી કરી કે હવે તો મને રજા આપો તો સારૂં. કેમકે શ્રીકૃષ્ણચંદ્રના ચર્ણ કમળના દરશનની અતી અભીલાખા થઇ છે.

**નંદ મિલે યસુદા મિલિ. મિલે ગોપ અરૂ ગ્વાલ,**
**વંદન કરિ કરિ બાહુરે, ઉદ્ધવ ચલે કૃપાલ. ૧૦૭**

નંદજી યશોદાજી ગોપ અને ગોપીયોને નમ્રતા પૂર્વક નમ-સ્કાર કરી વીદાયગીરી લઈ ઉદ્ધવજી મથુરાં જવાને તતપર થયા.

**નંદ કહી યસુદા કહી, ગોપિન કહી બહોરી,**
**વેરજધાની રમિ રહે, બ્રજકો નાતો તોરી. ૧૦૮**

નંદજી યશોદાજી ગોપીયો અને ગોપે ઉદ્ધવજી પત્યે કહ્યું કે હવે તો કૃષ્ણ મથુરાં નગરીની રાજધાનીમાં બીરાજ્યા, એટલે આ વ્રજની સગાઇ સમંધ અને પ્રીતી તોડી એમ જણાય છે.

**અબ કબહુક કરિ હે કૃપા, સેવક અપને જાનિ.**
**હરિ હમતેં નહિ બિસરો, પૂરબલિ પહિચાન. ૧૦૯**

હવે શ્રીકૃષ્ણચંદ્ર દાસ ઉપર કીપા કરી કોઈ દીવસ અત્રે પધારશે? હમારે તો જાણે પૂર્વ જન્મની પ્રીતી હોય તેમ હમારા હૃદયથી ક્ષણું માત્ર વીસરતા નથી. એટલું કહી સર્વે રૂદન કરતાં ઉદ્ધવજીને વળાવી મામ તરફ પાછાં વળતાં કહેછે.

**તબ ઉધ્ધવ આયે ઇહાં, કૃષ્ણચંદ્ર કે ધામ.**
**પાય લાગ વંદન કિયો, બોલત લઇ લઇ નામ. ૧૧૦**

હવે ઉદ્ધવજી મથુરાં નગ્રીમાં શ્રીકૃષ્ણચંદ્રની પાસે આવ્યા. અને પગે લાગી સાષ્ટાંગ કર્યો. પછી વ્રજવાશીયોનો જે સંદેશો લાવ્યા હતા તેઓનાં નામ દઇ દઈને તેનુ યથારથીત વરણુન કરવા લાગ્યા.

**ગ્વાલ બાલ સબ ગોપિકા, બ્રજ કે જીવન આન્ય,**
**તુમહિ પાય લાગન કહ્યા, સુન હુ દેવ બ્રહ્મ એય.૧૧૧**

હે મહારાજ ગોપ અને ગોપના બાળકો અને ગોપીઓ અને વ્રજવાશીયો તમાંમે સાષ્ટાંગ દંડવત કહ્યા છે. અને તેમણે મારી સાથે કેટલોક સંદેશો કહાવ્યો છે. તે હે પ્રભુ તમે સાંભળો.

**નંદ યસોદા હેતકી, કહીયે કહા બનાય,**
**કેવે જાનત તુમ ભલે, મોપે કહી ન જાય. ૧૧૨**

નંદજી અને યશોદાજીના અથાહ હેતનું વરણુન કરવાને હું

શક્તિવાન નથી. એમના સ્નેહનો મને કંઇ પાર જડતોનથી. કાંતો એ જાણે છે. કે આપ જાણો છો. મારાથી કહી શકાતું નથી. જેમ મુંગે મીઠાઈ ખાધી હોય અને બીજાને જાહેર કરવું હોય તો હસતો જાય, અને કાખલીયો કુટતો જાય, પણ મોઢેથી બોલી શકે નહીં તેમ મારે થયું છે.

**વે ચિત્ત તેં ટારત નહિ, રામ કૃષ્ણ કી જોર.**
**મધુ નાયક મુરલી ગહે, મૂરતિ મધુર કિશોર. ૧૧૩**

નંદજી અને યશોદાજી આપને ક્ષણું માત્ર પણ વીસારતાં નથી. આપનુ તથા બળદેવજીનુ રાત્રી દીવસ ચીતવન કરે છે. આપ મોરલીધર નાયક (ઘણા ચતુર) અને બળરામજી કીશોર વયના માધુરી મૂરતીનું ધ્યાન ધરે છે.

**એગોપિનકે પ્રેમકી, મહિમા કછુક અનંત,**
**મૈં પુછી ખટ માસલોં, તોહુન પાયૌ અંત. ૧૧૪**

હે મહારાજ ગોપીયોના પ્રેમનો જ્યારે હું વીચાર કરૂંછું તો તેનો તો કંઇ પાર જડતો નથી. તેમની પ્રેમલક્ષણા ભક્તીરૂપી અથાક જળમાં છ મહીના સુધી ડુબકી મારી તો પણ થાહ પામ્યો નહીં.

**દેહ ગેહ સબ છોડિ કે, ધરત રૂપકો ધ્યાન,**
**ઉનકો ભજન બિચારિએ, ઔર સબ ફીકો જ્ઞાન. ૧૧૫**

હે મહારાજ ગોપીયોના તો દેહનું પણ બીલકુલ ભાન નથી. અને પોતાના ઘરની પણ શુધી નથી. માત્ર સુખદાયક આપના રૂપનુ ધ્યાન ધરે છે. સાચી ભકતી તો એમનીજ છે. બાકી બીજા લોકો ભકતી કરે છે, પણ ફીકી લાગે છે.

**સંત પુરૂપ ભૂતલ જીતે, તે સબ બ્રજકી નારિ,**
**ચરન શરન લાગે રહે, મિથ્યા યોગ બિચારી. ૧૧૬**

જે આ પૃથ્વીમાં સંત પુરૂષ કહેવાય છે. તેજ ગોપીયો છે. કેમકે હે મહારાજ આપના ચર્ણારવીંદનો શર્ણો પકડેલો છે. અને યોગ સમાધીને તે મીથ્યા સમજે છે. માત્ર મનહર મદન

મોહનના સ્વરૂપનું ધ્યાન ધરે છે.

**ઉનકો ગુન નિત ગાઇયે, કરિ કરિ ઉત્તમ પ્રીતિ,**
**મેં નાહીં દેખી સુની, વ્રજવાસિનકી રીતિ. ૧૧૭**

હું વ્રજવાશીની પ્રીતની રીતમાં આજ સુધી અજાણ્યો હતો. પણ આપની આજ્ઞાથી હું ત્યાં ગયો, ત્યારે મારી ખાત્રી થઈ કે વ્રજવાશીના સરખો પ્રેમ કંઇ પણ જોવામાં કે સાંભળવામાં આવ્યો નથી. માટે હે પ્રભુ વ્રજવાશીની સાથે ઉત્તમ પ્રકારની આપ પ્રીતી કરી તેમના ગુણના ગ્રાહક થઇ ગ્રહણ કરશો.

**તબ હરિ ઉદ્ધવતેં કહી, હું જાનત સબ અંગ,**
**મેં કબહુ છાંડો નહીં, વ્રજવાસિનકો સંગ. ૧૧૮**

ત્યારે શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને કહે છે કે તમે જે કહોછો તે સર્વે હું જાણું છું. મારા રોમ રોમ પ્રતી તેનો આવેશ પ્રવેશ થયેલો છે. માટે હું વ્રજવાશીનો સંગ કદી છોડવાનો નથી.

**બ્રજ તજી અંત ન જાઇ હોં, મેરે તો યહ ટેક,**
**ભૂતલ ભાર ઉતારિ હોં, ધરિ હોં રૂપ અનેક. ૧૧૯**

હે ઉદ્ધવ મારોતો એવો નીયમ છે કે હું વ્રજને તજી કંઇ પણ જનાર નથી. માત્ર પૃથ્વી ઉપર દુષ્ટોનો ભાર ઉતારવા સારૂ અનેક રૂપ ધારણ કરવાં પડશે. પણ હું વ્રજથી વેગળો નથી.

**ઉધ્ધવ તુમ જાનો નહીં, પ્રેમ ભકિતકી રીતિ,**
**ગોપિન કે સંબંધ તેં, ઉપજે પ્રેમ પ્રતીતિ. ૧૨૦**

હે ઉધ્ધવજી તમને પ્રેમ લક્ષણા ભકતીનો અનુભવ નહીં હતો પણ ગોપીઓ સાથે વાતચીત થવાથી પ્રેમ લક્ષણા ભકતી કેવા પ્રકારની છે તે જોઈ તમારી ખાત્રી થઇ હશે.

**કૃષ્ણ ભકિત સોં જાનિયે, જાકે અંતર પ્રેમ,**
**રાખે અપનો ઇષ્ટકો, ગોપનિ કૈસો નેમ. ૧૨૧**

હવે કવી કહેછે કે જેના મનમાં પ્રેમ ઉત્પન થાય, કૃષ્ણ અને ગોપીકાનું દ્રષ્ટાંત લેઇ પોતાના ઈષ્ટ દેવ ઉપર એવોજ આ-

સ્તા રાખી અને તેજ નીયમથી વરતવું જોઇએ.

**યહુ લીલા વ્રજ વાસકી, ગોપી કૃષ્ણ સનેહ,**

**જન મોહન જે ગાવહી, તે નર ઉત્તમ દેહ. ૧૨૨**

આ ગોપી અને કૃષ્ણના સ્નેહ લીલા જે કોઇ ભાવ કરીને ગાશે અથવા સાંભળશે તે ભવસાગર પાર થશે. અને તેની ઉત્તમ પ્રકારની ભક્તી ગણાશે.

**જો ગાવૈ શિખૈ સુનૈ, મન બચ કરમ સહેત,**

**રસિક રાય પૂરન કૃપા, મન વાંછિત ફલ દેત. ૧૨૩**

મન વચન ને કરમથી હેત ધરી જે કોઇ આ સ્નેહ લીલા ગાશે અથવા શીખશે અથવા સાંભળશે. તો તેના ઉપર ઇશ્વરની અતી કૃપા થશે, અને તેને પ્રભુ મન વાંચછીત ફળ આપશે.

**ગોપી અરૂ ઉધ્ધવ કથા, ભૂપર પરમ પુનીત,**

**તીન લોક ચોદહ ભુવન, બંદનીક શુભ ગીત. ૧૨૪**

ગોપી અને ઉદ્ધવના સંવાદની કથા આ પૃથ્વીમાં જે કોઇ શીખે સાંભળે ગાય, તે સ્વર્ગ મૃત્યુ ને પાતાલ તથા ચૌદે લોકમાં વંદન કરવા યોગ્ય છે.

**નાસત સકલ કલેશ અબ, સુખ ઉપજત મન મોદ,**

**યુગલ ચરન મકરંદ મન, પાવત પરમ વિનોદ. ૧૨૫**

આ પ્રભુનુ ચરીત્ર સાંભળવાથી અથવા ગાવાથી સર્વ જાતના કલેશ દુર થાય છે. અને મનમાં અતી સુખની પ્રાપ્તી થાય છે. માટે શ્રીકૃષ્ણચંદ્રના બંન્ને ચર્ણારવીંદની પગરજ રૂપી મકરંદના સુઃખનો વિનોદ મળે છે.

**શ્રીમુકુંદ મન મધુ જપહુ, સકલ સંત અનુ રાગ,**

**યશુદા પ્રેમ પ્રવાહમૈં પડે રહત બડ ભાગ. ૧૨૬**

શ્રી કૃષ્ણ ભગવાન અને ઉદ્ધવજી તથા સર્વે સંત પુરૂષની કીપાથી તથા નંદ યશોદાના પ્રેમના પ્રવાહમાં મગ્ન થઇ આ પુસ્તક સમાપ્ત કરૂં છું.



# જાહેર ખબર.

## નીચે લખેલી ચોપડીઓ વેચવાની છે.

તે જે સાહેબોને જોઈયે તેમણે રોકડી કીમતથી મંગાવી લેવી.

૧ મોટી લીલાવતી સારસંગ્રહ જે ઉંચી જાતનું ગણીતનું પુસ્તક જે ઉંચા ધોરણવાળાને ઘણુંજ ઉપયોગી છે.

કીમતમાં પ્રથમ કરતાં ૪ આના ઘટાડો કરી માત્ર ૧-૦-૦ ફળદાર રાખી છે. એમાં ૧૧૬ રીતો આપેલી છે.

૨ સ્નેહલીલા જેમાં વ્રજ ભાષાના ૧૨૬ દોહરા છે. અને ગુજરાતીમાં તેની ટીકા છે. કીમત રૂ. ૦-૧-૬

૩ વસ્તુ વિવાદ એમાં કાગળ, શાહી, ખડીઓ, કલમ, ચાકુ ને લખનાર એ છ જણાનો ઝગડો કવિતામાં છે. કીમત રૂ૦-૦-૬

૪ સાંજની વખતે વૈશ્નવોને ગાવાનાં ધોળ વ્રજભાષામાં છે કીમત. રૂ. ૦—૦—૬

## નીચે લખેલે ઠેકાણેથી મળશે.

અમદાવાદમાં—આર્યોદય પ્રેસમાંથી.
,, પુરસોત્તમ ત્રીભોવન નવા વાસમાં.
નડીયાદમાં——સત્યસાગર પ્રેસમાંથી.
પાલનપુરમાં—-દલસુખરામ હરજીવન પાસેથી.
વડોદરામાં——છગનલાલ લલુભાઇ શા. શેઠ સેરીમાં.
,, વડોદરા વત્સલ પ્રેસ.
વાડાસીનોરમાં—અમારી પાસેથી.
ગોધરામાં——ગોકળ ત્રીભોવન આસીસ્ટંટ.
શીણોરમાં——જસવંતરામ માહેશ્વર પાસેથી.

**સહી છગનલાલ ખુશાલજી.**

# જાહેર ખબર.

---

ચાર દરવેશની વારતા ભાગ પેહેલો ગુજરાતી ભાષામાં અને ગુજરાતી લીપીમાં છપાવવાનો છે જેમાં વારતાનું મૂળ તથા પહેલા દરવેશની રમુજી વારતા આવેલી છે. તેનાં રોયલ બારપેજી આશરે સો પૃષ્ટ થશે. છાપા પુઠાથી જાનશે. કીમ્મત અગાઉથી આપનાર પાસેથી માત્ર છ આના ને પાછળથી આઠ આના લેવાની રાખી છે. દેશાવરના ગ્રાહકોએ રૂ ૦—૧—૦ ટપાલખર્ચનો વધારે વાળવો.

બીજું મોઢ બ્રાહ્મણની ગ્નાતી સુધારક ચોપાનીયું સોળ પૃષ્ટનું પુરતા ગ્રાહકો થવાથી આવતા જાનેવારી માસથી બાહાર પાડવાનો વીચાર છે. પ્રથમથી ગ્રાહક થઈ પહેલાં પૈસા આપશે તો ટપાલ ખર્ચ સુધાં રૂ ૧—૦—૦ અને પાછળથી પૈસા આપશે તો રૂ ૧—૮—૦ લેવામાં આવશે. એ બાબત દરેક ગામમાં એક આગેવાન માણસની મારફત બંદોબસ્ત કરી એકંદર કાગળ લખાવી અમારી તર્ફ મોકલવો. પૈસા તથા પોતાની સહીઓ પણ તેને આપવી. અમો પણ તેના સરનામાથી ચોપાનીયાં મોકલીશું.

**સહી છગનલાલ ખુશાલજી.**

મુ. વાડાસીનોર.